સુહુમેહિં દિહ્ઠિ સંચાલેહિં. ૨
એવમાઈએહિં આગારેહિં, અભગ્ગો,
અવિરાહિઓ, હુંજ્જ મે કાઉસ્સગ્ગો. ૩.
જાવ અરિહંતાણં, ભગવંતાણં,
નમુક્કારેણં, નપારેમિ, ૪, તાવંકાયં;
ઠાણેણં, મોણેણં, ઝાણેણં, અપ્પાણં વોસિરામિ- ૫

---

સંપૂર્ણ ચાર લોગસ્સ અથવા સોળ નવકારનો કાઉસ્સગ્ગ કરી "નમોઅરિહંતાણં" કહી પારી " નમોઽર્હત્" કહી લઘુશાંતિ કહેવી.

---

## અથ લઘુશાંતિ સ્તવન પ્રારંભ

શાંતિં શાંતિ નિશાંતં, શાંત શાંતાઽશિવં નમસ્કૃત્ય,
સ્તોતુઃ શાંતિનિમિત્તં, મંત્રપદૈઃ શાંતયેસ્તૌમિ. ૧.
ૐમિતિ નિશ્ચિતવચસે, નમોનમો ભગવતેઽર્હતે પૂજાં,
શાંતિજિનાય જયવતે, યશસ્વિને સ્વામિને દમિનાં, ૨
સકલાતિશેષકમહા, સંપત્તિ સમન્વિતાય શસ્યાય,
ત્રૈલોક્યપૂજિતાયચ, નમોનમઃ શાંતિદેવાય; ૩
સર્વામર સુસમુહ સ્વામિક સંપૂજિતાય નિજિતાય.
ભુવનજન પાલનોદ્યત, તમાય સતતં નમસ્તસ્મૈ ૪
સર્વદુરિતૌઘનાશન, કરાય, સર્વાશિવપ્રશમનાય,

દુષ્ટગ્રહભૂતપિશાચ, શાકિનીનાંપ્રમથનાય. ૫
યસ્યેતિ નામમંત્ર, પ્રધાનવાકયોપયોગકૃતતોષા,
વિજયા કુરૂતે જનહિત,
મિતિ ચ નુતા નમત તં શાંતિં. ૬
ભવતુ નમસ્તે ભગવતિ, વિજયે સુજયે પરાપરૈ રજિતે,
અપરાજિતે જગત્યાં, જયતીતિ જયાવહેભવતિ. ૭
સર્વસ્યાપિચ સંઘસ્ય, ભદ્રકલ્યાણ મંગલ પ્રદદે,
સાધુનાંચ સદાશિવ સુતુષ્ટિ પુષ્ટિ પ્રદે જીયા : ૮
ભવ્યાનાં કૃતસિદ્ધે, નિર્વૃતિ નીર્વાણજનનિ સત્વાનાં,
અભયપ્રદાન નિરતે, નમોસ્તુસ્વસ્તિપ્રદે તુભ્યં. ૯
ભક્તાનાં જંતુનાં, શુભાવહે નિત્યમુધતે દેવિ,
સમ્યગ્દ્રષ્ટિનાં ધૃતિ, રતિ મતિ બુદ્ધિ પ્રદાનાય. ૧૦.
જિનશાસન નિરતાનાં,
શાંતિનતાનાં ચ જગતિજનતાનાં,
શ્રી સંપત્કીર્તિ યશો, વર્દ્ધનિ જયદેવિવિજયસ્વ. ૧૧.
સલિલાનલ વિષ વિષધર, દુષ્ટગ્રહ રાજરોગ રણભયતઃ
રાક્ષસ રિપુગણ મારી, ચૌરેતિ શ્વાપદાદિભ્યઃ ૧૨.
અથરક્ષરક્ષ સુશિવં, કુરૂકુરૂ શાંતિંચ કુરૂકુરૂસદેતિ,
તુષ્ટિં કુરૂકુરૂપુષ્ટિં, કુરૂકુરૂ સ્વસ્તિંચ કુરૂકુરૂત્વ. ૧૩.
ભગવતિ ગુણવતિ શિવ શાંતિ,
તુષ્ટિ પુષ્ટિ સ્વસ્તીહ કુરૂકુરૂજનાનાં,

ઓમિતિ નમો નમો હ્રાં હ્રીં હ્રું હ્રઃ
યઃ ક્ષઃ હ્રીં ફુટ્ ફુટ્ સ્વાહા. ૧૪.
એવં યન્નામાક્ષર, પુરસ્સરં સંસ્તુતા જયાદેવી
કુરૂતે શાંતિં નમતાં—
નમો નમઃ શાંત્તયે તસ્મૈ. ૧૫.
ઇતિ પૂર્વ સૂરિ દર્શિત,
મંત્ર પદ વિદર્ભિતઃ સ્તવઃ શાંતેઃ
સલિલાદિભય વિનાશી,
શાંત્યાદિકરશ્ચ ભક્તિમતામ્ ૧૬.
યશ્ચૈનં પઠતિ સદા શ્રુણોતિ ભાવયતિ વા યથાયોગં.
સહિ શાંતિ પદં યાયાત્,—
સૂરિઃ શ્રી માનદેવશ્ચ- ૧૭.
ઉપસર્ગાઃ ક્ષયં યાંતિ છિદ્યન્તે વિઘ્નવલ્લયઃ
મનઃ પ્રસન્નતામેતિ. પૂજ્યમાને જિનેશ્વરે. ૧૮.
સર્વ મંગલ માંગલ્યં, સર્વ કલ્યાણ કારણં,
પ્રધાનં સર્વ ધર્માણાં, જૈનંજયતિ શાસનં. ૧૯

### પ્રગટ લોગસ્સ કહેવો.

લોગસ્સ ઉજ્જોઅગરે, ધમ્મ તિથ્થયરે જિણે,
અરિહંતે કિત્તઇસ્સં, ચઉવીસંપિ કેવલી.
ઉસભમજિઅં ચ વંદે,

સંભવ મભિણંદણુંચ સુમઈ ચ.
પઉમપ્પહં સુપાસં, જિણુંચ ચંદપ્પહં વંદે. ૨.
સુવિહિંચ પુપ્ફદંતં, સીઅલ સિજ્જંસ વાસુપુજ્જંચ.
વિમલ મણંતં ચ જિણં, ધમ્મં, સંતિં ચ વંદામિ. ૩.
કુંથું અરં ચ મલ્લિં, વંદેમુણિસુવ્વયં નમિજિણં ચ.
વંદામિ રિઠ્ઠનેમિં, પાસં તહ વધ્ધમાણં ચ. ૪
એવંમએ અભિથુઆ, વિહુયરયમલા પહીણ જરમરણા,
ચઉવીસંપિ જિણવરા, તિથ્થયરા મે પસીયંતુ. ૫,
કિત્તિય વંદિય મહિયા, જેએ લોગસ્સ ઉત્તમા સિધ્ધા,
આરૂગ્ગ બોહિલાભં, સમાહિવર મુત્તમં દિંતુ. ૬
ચંદેસુ નિમ્મલયરા, આઇચ્ચેસુ અહિયં પયાસયરા,
સાગરવર ગંભીરા, સિધ્ધા સિધ્ધિં મમ દિસંતુ. ૭. ।।



# ।। અથ સામાયિક પારવા વિધિ ।।



ઇચ્છામિ ખમાસમણો, વંદિઉં,
જાવણિજ્જાએ નિસીહિઆએ,
મથ્થએણ વંદામિ. ।।૧।।

ઈચ્છાકારેણ સંદિસહભગવન્,
ઈરિયાવહિયં પડિક્કમામિ ?
ઈચ્છં, ઇચ્છામિ પડિક્કમિઉં. ૧.
ઈરિયાવહિયાએ, વિરાહણાએ. ૨
ગમણાગમણે. ૩ પાણક્કમણે,
બીયક્કમણે, હરિયક્કમણે,
ઓસાઉત્તિંગ પણગદગ,
મટ્ટીમક્કડા સંતાણા સંકમણે. ૪
જેમેજીવાવિરાહિયા. ૫. એગિંદિયા
બેઇંદિયા તેઇંદિયા, ૬
ચઉરિંદિયા પંચિંદિયા.
અભિહયા. વત્તિયા.
લેસિયા, સંઘાઇયા,
સંઘટ્ટીયા, પરિયાવિયા.
કિલામિયા ઉદ્દવિયા.
ઠાણાઓઠાણં સંકામિયા,
જીવિયાઓ વવરોવિયા, તસ્સમિચ્છામિદુક્કડં. ॥૭॥
તસ્સ ઉત્તરી કરણેણં, પાયચ્છિત્ત કરણેણં,
વિસોહીકરણેણં વિસલ્લી કરણેણં,
પાવાણંકમ્માણં નિગ્ઘાયણટ્ઠાએ,
ઠામિ કાઉસ્સગ્ગં. ॥ ૧ ॥

અન્નત્થ ઉસસિએણં, નિસસિએણં.
ખાસિએણં, છીએણં.
જંભાઈએણં, ઉડ્ડુએણં, વાય નિસગ્ગેણં,
ભમલિએ, પિત્તમુચ્છાએ. ૧. સુહુમેહિં અંગસંચાલેહિં,
સુહુમેહિં ખેલ સંચાલેહિં. સુહુમેહિં દિઠ્ઠિ સંચાલેહિં
એવમાઈએહિં આગારેહિં, અભગ્ગો,
અવિરાહિઓ, હુજ્જ મે કાઉસ્સગ્ગો. ૩
જાવ અરિહંતાણં, ભગવંતાણં,
નમુક્કારેણં, નપારેમિ, ૪, તાવંકાયં,
ઠાણેણં, મોણેણં ઝાણેણં, અપ્પાણં વોસિરામિ. ૫.

---

એક લોગસ્સનો અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરવો. પછી "નમોઅરિહંતાણં" એટલું બોલી પારવો પછી પ્રગટ લોગસ્સ કહેવો.

---

લોગસ્સ ઉજ્જોઅગરે, ધમ્મ તિથ્થયરે જિણે,
અરિહંતે કિત્તઈસ્સં, ચઉવીસંપિ કેવલી. ૧.
ઉસભમજિઅં ચ વંદે,
સંભવ મભિણંદણંચ સુમઈં ચ.
પઉમપ્પહં સુપાસં. જિણંચ ચંદપ્પહં વંદે. ૨.
સુવિહિંચ પુપ્ફદંતં, સીઅલ સિજ્જંસ વાસુપુજ્જંચ.

વિમલ મણંતં ચ જિણં ધમ્મં સંતિ ચ વંદામિ. ૩.
કુંથું અરં ચ મલ્લિં વંદેમુણિસુવ્વયં નમિજિણં ચ
વંદામિ રિઠ્ઠનેમિં, પાસં તહ વદ્ધમાણં ચ ૪.
એવંમએ અભિથુઆ વિહુયરમલા પહીણ જરમરણા,
ચઉવીસંપિ જિણવરા, તિથ્થયરા મે પસીયંતુ. ૫.
કિત્તિય વંદિય મહિયા. જેએ લોગસ્સ ઉત્તમા સિદ્ધા,
આરૂગ્ગ બોહિલાભં, સમાહિવર મુત્તમં દિંતુ. ૬.
ચંદેસુ નિમ્મલયરા, આઈચ્ચેસુ અહિયં પયાસયરા.
સાગરવર ગંભીરા, સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ. ॥ ૭ ॥

---

## અથ ચઉક્કસાય પ્રારંભ.

ચઉક્કસાય પડિમલ્લુલ્લૂરણુ,
દુજ્જય મયણ બાણ મુસુમૂરણુ,
સરસ પિઅંગુવન્નુ ગયગામિઉ,
જયઉ પાસુ ભુવણત્તય સામિઉ. ૧.
જસુતણુકંતિ કડપ્પ સિણિદ્ધઉ,
સોહઈ ફણિમણિ કિરણાલિદ્ધઉ,
નં નવ જલહર તડિલ્લય લંછિઉ,
સોજિણુ પાસુ પયચ્છઉ વંછિઉ. ॥૨॥

નમુથ્થુણં અરિહંતાણં ભગવંતાણં, ૧.
આઇગરાણં, તિથ્થયરાણં, સયંસંબુધ્ધાણં, ૨.
પુરિસુત્તમાણં, પુરિસસીહાણં.
પુરિસવર પુંડરીઆણં, પુરિસવર ગંધહથ્થીણં. ૩.
લોગુત્તમાણં લોગનાહાણં,
લોગહિઆણં, લોગપઇવાણં, લોગપજ્જોઅગરાણં. ૪.
અભયદયાણં, ચખ્ખુદયાણં.
મગ્ગદયાણં સરણદયાણં, બોહિદયાણં. ૫.
ધમ્મદયાણં, ધમ્મદેસયાણં,
ધમ્મનાયગાણં ધમ્મસારહીણં;
ધમ્મવરચાઉરંતચક્કવટ્ટીણં. ૬.
અપ્પડિહયવરનાણ દંસણધરાણં, વિઅટ્ટછઉમાણં, ૭
જિણાણં જાવયાણં; તિન્નાણં, તારયાણં,
બુધ્ધાણં બોહયાણં, મુત્તાણં મોઅગાણં ૮
સવ્વન્નુણં; સવ્વદરિસિણં.
સિવમયલ મરૂઅ મણંત મખ્ખય-
મવ્વાબાહ મપુણરાવિત્તિ સિધ્ધિગઇ નામધેયં.
ઠાણં સંપત્તાણં, નમોજિણાણં જિઅભયાણં. ૯.
જેઅ અઇઆ સિધ્ધા જેઅભવિસ્સંતિ ણાગએ કાલે;
સંપઇઅ વટ્ટમાણા; સવ્વે તિવિહેણ વંદામિ. ॥ ૧૦ ॥

---

જાવંતિ ચેઈઆઈં

ઉડ્ઢેઅ અહેઅ તિરિઅ લોએઅ.
સવ્વાઈં તાઈં વંદે ઈહ સંતો તથ્થ સંતાઈં. ૧.
ઈચ્છામિ ખમાસમણો વંદિઉં જાવણિજ્જાએ
નિસીહિઆએ મથ્થએણ વંદામિ

---

જાવંત કેવી સાહૂ ભરહેરવય મહાવિદેહેઅ
સવ્વેસિંતેસિં પણઓ
તિવિહેણ તિદંડ વિરયાણં. ૧.

---

નમોઽર્હત્ સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વસાધુભ્યઃ

---

ઉવસગ્ગ હરં પાસં
પાસં વંદામિ કમ્મઘણમુક્કં
વિસહરવિસનિન્નાસં મંગલકલ્લાણ આવાસં. ૧
વિસહર ફુલિંગમંતં
કંઠે ધારેઈ જો સયા મણુઓ તસ્સ ગહ રોગ મારી
દુઠ્ઠુજરા જંતિ ઉવસામં ૨.
ચિઠ્ઠઉ દુરે મંતો તુજ્જપણામોવિ બહુ ફલો હોઈ
નર તિરિએસુ વિજીવા

પાવંતિ ન દુખ્ખ દોગચ્ચં," ૩.
તુહ સમ્મતે લદ્ધે ચિંતામણિ કપ્પ પાય વબ્ભહિએ
પાવંતિ અવિગ્ઘેણં જીવા અયરામરંઠાણં. ૪
ઈઅ સંથુઓ મહાયસ.
ભત્તિબ્ભરનિબ્ભરેણ હિઅએણ તા દેવ દિજ્જબોહિં
ભવેભવે પાસ જિણચંદ. ૫

---

## અથ જય વીઅરાય.

જય વીયરાય જગગુરૂ હોઉ મમં તુહ પભાવઓ
ભયવં ભવ નિવ્વેઓ મગ્ગાણુ—
સારિઆ ઈઠ્ઠ ફલસિદ્ધિ. ૧.
લોગ વિરૂદ્ધચ્ચાઓ ગુરૂજણપુઆ પરથ્થકરણંચ
સુહગુરૂ જોગો તવ્વયણ સેવણા આભવમખંડા. ૨.
વારિજ્જઈ જઈવિ નિઆણ બંધણં
વીઅરાય તુહ સમએ
તહવિ મમ હુજ્જ સેવા ભવે ભવે તુમ્હ ચલણાણં. ૩.
દુખ્ખખઓ કમ્મખ્ખઓ
સમાહિમરણંચ બોહિલાભો અ
સંપજ્જઉ મહ એઅં તુહ નાહ પણામ કરણેણં. ૪.
સર્વ મંગલ માંગલ્યં સર્વ કલ્યાણકારણં
પ્રધાનં સર્વ ધર્માણાં જૈન જયતિશાસનં. ૫.

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ મુહપત્તિ પડિલેહું ?
"ઇચ્છં" કહી મુહપત્તિ પડીલેહવી.
ઈચ્છામિ ખમાસમણો વંદિઉં
જાવણિજ્જાએ નિસીહિઆએ
મથ્થએણ વંદામિ ॥૧॥

---

ઈચ્છાકારેણસંદિસહ ભગવાન્ સામાયિક પારૂં ?
"યથાશકિત" ॥ ઈચ્છામી૦ કહી

---

ઈચ્છાકારેણ સંદિસહ ભગવાન્ સામાયિક પાર્યું ?
"તહત્તિ"

---

પછી જમણો હાથ ઉપધિ ઉપર સ્થાપિ.
નમો અરિહંતાણં ૧. નમો સિધ્ધાણં. ૨.
નમો આયરિયાણં ૩. નમો ઉવજ્ઝાયાણં, ૪.
નમો લોએ સવ્વ સાહૂણં ૫. એસો પંચ નમુક્કારો. ૬
સવ્વ પાવપ્પણાસણો, ૭. મંગલાણંચ સવ્વેસિં. ૮.
પઢમં હવઈ મંગલં. ૯.

---

### અથ સામાઇઅ વયજુત્તો.

સામાઈઅ વયજુત્તો જાવ મણે હોઈ નિયમસંજુત્તો

છિન્નઈ અસુહં કમ્મં સામાઈય જત્તિઆવારા. ૧.

સામાઈઅંમિઉકએ

સમણોઈવ સાવઓ હુવઈજમ્હા

એએણકારણેણં બહુસો સામાઈઅં કુજ્જા. ૨.

સામાયિકવિધિ એ લીધું વિધિ એ પાર્યું વિધિ કરતાં જે કોઈ અવિધિ હુઓ હોય તે સવે મન વચન કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડં દશ મનના દશ વચનના બાર કાયાના એવંકારે ૩૨ દોષમાંહે જે કાંઈ દોષ લાગ્યો હોય તે સર્વે મન વચન કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડં.

જમણો હાથ સ્થાપનાજી સન્મુખ સવળો રાખી મોહોડેથી એક નવકાર ગણવો.

## ઇતિ સામાયિક પારવા વિધ.

## ઇતિ શ્રી દેવસિ પ્રતિક્રમણ સૂત્ર વિધિ સંપૂર્ણ.



# અથ પચ્ચખ્ખાણ

## અથ નમુક્કાર સહિઅંનું.

ઉગ્ગએ સૂરે નમુક્કારસહિઅં, પચ્ચખ્ખાઈ ચઉવિહંપિ આહારં, અસણંપાણંખાઈમંસાઈમં, અન્નથ્થણા ભોગેણં, સહસાગારેણં, વોસિરે.

## અથ નમુક્કારસહિઅં મુઠ્ઠિસહિયંનું.

ઉગ્ગએસૂરે નમુક્કાર સહિઅં, મુઠ્ઠિસહિઅં, પચ્ચખ્ખાઈ ચઉવિહંપિ આહારં, અસણં પાણં ખાઈમં સાઈમં, અન્નથ્થણા ભોગેણં સહસાગારેણં, મહત્તરાગારેણં, સવ્વ સમાહિવત્તિ આગારેણં વોસિરે.

## અથ પોરિસિ સાઢ પોરિસિનું.

ઉગ્ગએસૂરે નમુક્કાર સહિઅં, પોરિસિં સાઢપોરિસિં મુઠ્ઠિસહિઅંપચ્ચખ્ખાઈ, ઉગ્ગએસૂરે ચઉવિહં પિઆહારં, અસણં, પાણં, ખાઈમં, સાઈમં અન્નથ્થણા ભોગેણં સહસાગારેણં પચ્છન્ન કાલેણં દિસા મોહેણં, સાહુ વયણેણં, મહત્તરાગારેણં સવ્વ સમાહિવત્તિ આગારેણં વોસિરે.

## અથ પુરિમડ્ઢ અવઢ્ઢનું.

સૂરે ઉગ્ગએ પુરિમડ્ઢં અવઢ્ઢં મુઠ્ઠિ સહિઅં પચ્ચખ્ખાઇ, ચઉવ્વિહંપિ આહારં અસણં પાણં ખાઇમં સાઇમં અન્નથ્થણાભોગેણં સહસા ગારેણં પચ્છન્ન કાલેણં દિસામોહેણં સાહુવયણેણં મહત્તરાગારેણં. સવ્વસમાહિ વત્તિયાગારેણં વોસિરે.

---

## અથ એકસણા તથા બેઆસણાનું.

ઉગ્ગએસૂરે નમુક્કારસહિઅં પોરિસિં સાઢ્ઢ પોરિસં પુરિમડ્ઢં મુઠ્ઠિસહિઅં પચ્ચખ્ખાઇ, ઉગ્ગએસૂરે ચઉવ્વિહંપિ આહારં, અસણં, પાણં, ખાઇમં, સાઇમં, અન્નથ્થણા ભોગેણં, સહસાગારેણં પચ્છન્ન કાલેણં, દિસા મોહેણં, સાહુવયણેણં મહત્તરાગારેણં સવ્વ સમાહિવત્તિ આગારેણં,

વિગઇઓ નિવિગઇઅ પચ્ચખ્ખાઇ, અન્નથ્થણા ભોગેણં સહસાગારેણં લેવા લેવેણં ગિહથ્થ સંસઠ્ઠેણં ઉખ્ખિત વિવેગેણં, પડુચ્ચ મખ્ખિઅએણં પારિઠ્ઠા વણિયાગારેણં, મહત્ત રાગારેણં સવ્વ સમાહિ વત્તિયાગારેણં વોસિરે

એકાસણં બેઆસણં પચ્ચખ્ખાઇ, તિવિહંપિ આહારં અસણં, ખાઇમં, સાઇમં, અન્નથ્થણા ભોગેણં, સહસાગારેણં. સાગારિ આગારેણં, આઉટણ પસારેણં, ગુરૂ અભ્ભુઠ્ઠાણેણં,

પારિઠાવણિયાગારેણં મહત્તરાગારેણં સવ્વ સમાહિ વત્તિઆ ગારેણં, પાણસ્સ લેવેણવા, અલેવેણવા, અચ્છેણવા બહુલેવે-ણવા, સસિથ્થેણવા, અસિથ્થેણવા વોસિરે.

## અથ આયંબિલનું

ઉગ્ગએ સૂરે નમુક્કાર સહિઅં પોરિસિં સાઢપોરિસં મુઠિ સહિઅં પચ્ચખ્ખાઈ ઉગ્ગએ સૂરે ચઉવ્વિહંપિ આહારં અસણં પાણં ખાઈમં સાઈમં અન્નથ્થણાભોગેણં સહસાગારેણં પચ્છન્નકાલેણં દિસામોહેણં સાહુવયણેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિઆગારેણં આયંબિલં પચ્ચખ્ખાઈ અન્નથ્થણા ભોગેણં સહસાગારેણં લેવાલેવેણં ગિહથ્થસંસઠ્ઠેણં ઉખ્ખિત્ત વિવેગેણં પારિઠ્ઠાવણિ આગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિ વત્તિઆગારેણં એકાસણં પચ્ચખ્ખાઈ તિવિહંપિ આહારં અસણં ખાઈમં સાઈમં અન્નથ્થણા ભોગેણં સહસાગારેણં સાગારિઆગારેણં આઉટણ પસારેણં ગુરૂ અભ્ભુઠ્ઠાણેણં પારિઠ્ઠા વણિઆગારેણં મહત્તરા ગારેણં સવ્વસમાહિ વત્તિઆગારેણં પાણસ્સ લેવેણવા અલેવેણવા અચ્છેણવા બહુ લેવેણવા સસિ-થ્થેણવા અસિથ્થેણવા વેસિરે.

## અથ ચઉવિહાર ઉપવાસનું.

સૂરેઉગ્ગએ અભત્તઠ્ઠં પચ્ચખ્ખાઈ, ચઉવ્વિહંપિ

આહાર અસણં પાણં ખાઇમં સાઇમં અન્નથ્થણા ભોગેણં સહસા ગારેણં પારિઠ્ઠા વણીઆગારેણં મહત્તરાગારેણં સવ્વસ-માહિ વત્તિઆગારેણં વોસિરે,

---

## અથ તિવિહાર ઉપવાસનું.

સૂરે ઉગ્ગએ અભત્તઠ્ઠં પચ્ચખ્ખાઈ તિવિહંપિ આહારં અસણં ખાઇમં સાઇમં અન્નથ્થણાભોગેણં સહસા ગારેણં પારિઠ્ઠાવણિઆગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિઆ ગારેણં પાણહાર પોરિસિં સાઢ પોરિસિં મુઠ્ઠિ સહિઅં ઘરસ-હિઅં પચ્ચખ્ખાઇ ઉગ્ગએ સૂરે પુરિમઢ્ઢં અવઢ્ઢં પચ્ચખ્ખાઇ અન્નથ્થણા ભોગેણં સહસા ગારેણં પચ્છન્નકાલેણં દિસામોહેણં સાહુવયણેણં મહત્તરા ગારેણં સવ્વસમાહિ વત્તિઆ ગારેણં પાણસ્સ લેવેણવા અલેવેણવા અચ્છેણવા બહુ લેવેણવા સસિથ્થેણવા અસિથ્થેણ વાવોસિરે.

---

## અથ ગંઠ સહિઅં આદિ અભિગ્રહોનું.

ગંઠસહિઅંવેઢ્ઢસહિઅંદિવસહિઅં થિબુગસહિઅં મુઠ્ઠિસહિઅં પચ્ચખ્ખાઇ અન્નથ્થણા ભોગેણં સહસાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિઆગારેણં વોસિરે.

---

## અથ ચૌદ નિયમ ધારનારને દેશાવગાશકનું પચ્ચખ્ખાણ.

દેસાવગાસિઅં ઉવભોગં પારભોગં પચ્ચખ્ખાઈ અન્નથણા ભોગેણં સહસા ગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિ-આગારેણં વોસિરે.

---

## અથ સાંજના પચ્ચખ્ખાણ.

### અથ પાણહારનું પચ્ચખ્ખાણ.

પાણહાર દિવસચરિમ પચ્ચખ્ખાઈ અન્નથ્થણા, ભોગેણ સહસાગારેણ મહત્તરા ગારેણં સવ્વસમાહિ વત્તિઆગારેણં વોસિરે.

---

## અથ ચઉવિહારનું પચ્ચખ્ખાણ.

દિવસચરમિં પચ્ચખ્ખાઈ, ચઉવ્વિહંપિ આહારં અસણં પાણં ખાઇમં સાઈમં અન્નથ્થણા ભોગેણં સહસાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિ વત્તિઆગારેણં વોસિરે.

---

## અથ તિવિહારનું પચ્ચખ્ખાણ.

દિવસ ચરિમં પચ્ચખ્ખાઈ તિવિહંપિ આહારં અસણં ખાઇમં સાઇમં અન્નથ્થણાભોગેણં સહસાગારેણં મહત્તરા ગારેણં સવ્વસમાહિવત્તિઆગારેણં વોસિરે.

## અથ દુવિહારનું પચ્ચખ્ખાણું

દિવસ ચરિમં પચ્ચખ્ખાઇ દુવિહંપિ આહારં અસણું ખાઇમં અન્નથ્થણાભોગેણું સહસાગારેણું મહત્તરાગારેણું સવ્વસમાહિવત્તિઆગારેણું વોસિરે.

## અથ મુહુપત્તિના ૫૦ બોલ.

સૂત્રઅર્થતત્વ કરીસદ્દહું ૧. સમકિત મોહની ૨ મીશ્ર-મોહની ૩ મિથ્યાત્વ મોહની ૪ પરીહરૂં. કામરાગ ૫ સ્નેહ-રાગ ૬ દ્રષ્ટિરાગ ૭ પરીહરૂં. સુદેવ ૮ સુગુરૂ ૯ સુધર્મ ૧૦ આદરૂં. કુદેવ ૧૧ કુગુરૂ ૧૨ કુધર્મ ૧૩ પરીહરૂં. જ્ઞાન ૧૪ દર્શન ૧૫ ચારિત્ર ૧૬ આદરૂં. જ્ઞાન ૧૭ દર્શન ૧૮ ચારિત્ર ૧૯ વિરાધના પરીહરૂં. મનગુપ્તિ ૨૦ વચનગુપ્તિ ૨૧ કાયગુપ્તિ ૨૨ આદરૂં. મનદંડ ૨૩ વચનદંડ ૨૪ કાયદંડ ૨૫ પરીહરૂં.

### (બાકીના અંગના પચીસ બોલ.)

હાસ્ય ૧ રતિ ૨ અરતિ ૩ પરીહરૂં ડાબે હાથે પડીલેહવા ભય ૪ શોક ૫ દુગંચ્છા ૬ પરીહરૂં જમણે હાથે પડીલેહવા કૃષ્ણલેશ્યા ૭ નિલલેશ્યા ૮ કાપોતલેશ્યા ૯ પરીહરૂં કપાળ ઉપર પડી લેહવા.

રસગારવ ૧૦ રિદ્ધિગારવ ૧૧ સાતાગારવ ૧૨ પરીહરૂં મોઢે પડી લેહવા. માયાશલ્ય ૧૩ નિયાણશલ્ય ૧૪ મિથ્યા

ત્વશલ્ય ૧૫ પરીહરૂં છાતી આગળ પડી લેહવા. ક્રોધ ૧૬ માન ૧૭ પરીહરૂં પુઠે ડાબેખભે પડી લેહવા.. માયા ૧૮ લોભ ૧૯ પરીહરૂં પુઠે જમણે ખભે પડી લેહવા. પૃથિવીકાય ૨૦ અપ્પકાય ૨૧ તેઉકાયની ૨૨ રક્ષા કરૂં ડાબે પગે પડી લેહવા. વાઉકાય ૨૩ વનકપતિકાય ૨૪ ત્રસકાયની ૨૫ રક્ષા કરૂં જમણે પગે પડી લેહવા.

તે મધ્યે સાધુ શ્રાવકને બોલ ૫૦ કહેવા, અને લેશ્યા ૩ શલ્ય ૩ કષાય ૪ એ દશ સિવાય બોલ ૪૦ સાધ્વી. શ્રાવિકાએ કહેવા.

## અથ સામાયકના બત્રીસ દોષ.

### દશ મનના

વૈરી દેખી રીસ કરે, અવિવેક ચિંતવે, અનર્થ ચિંતવે, મનમા ઉદ્વેગ ધરે, યશની વાંછા કરે, વિનય ન કરે, ભય ચિંતવે, વ્યાપાર ચિંતવે, ફલનો સંદેહ રાખે. નિયાણું કરે,

### દશ વચનના

કુવચન બોલે, હુંકારા કરે. પાપ આદેશ દીએ, લવારો કરે, કલહ કરે આવો જાવો કહે ગાળ બોલે, બાળક રમાડે, વિકથા કરે, હાંસી કરે.

### બાર કાયાના

આસન ચપળ રાખે, ચારે દિશાએ જુએ. સાવદ્ય કામ કરે, આળસ મરડે, અવિનય બોલે, ઓઠું લઈ બેસે, મેલ ઉતારે,

બરજ ખણે, પગ ઉપર પગ ચઢાવે. અંગ ઉઘાડું મુકે, અંગ ઢાંકે, ઉંઘે.

એ સર્વ મળી બત્રીસ દોષ સામાયકમાં અનુપયોગ થકી લાગે છે તે નિવારવાનો ખપ કરવો,

### ચૈત્ય વંદનો.

(૧)

સકલ કુશલવલ્લિ. પૂષ્કરાવર્ત મેઘો;
દુરિત તિમીર ભાનુ; કલ્પવૃક્ષોપ માન
ભવ જલ નિધિ પોતઃ સર્વ સંપત્તિ હેતુઃ;
સભવતુ સતતંવઃ શ્રેયસે શાંતી નાથઃ

---

### સિદ્ધાચલજીનું ચૈત્યવંદન.

(૨)

વિમલ કેવલ ગ્નાન કમલા, કલિત ત્રિભુવન હિતકરં,
સૂરરાજ સંસ્તુત ચરણ પંકજ, નમો આદિ જીનેશ્વરં ૧
વિમલ ગિરીવર શૃંગ મંડણ, પ્રવર ગુણ ગણ ભુધરં,
સૂર અસૂર કિન્નર કોડી સેવીત, નમો આહિ જીનેશ્વરં. ૨
કરતી નાટક કિન્નરીગણ, ગાય જીનગુણ મનહરં,
નિર્જરાવલી નમે અહનીંશ, નમો આદિ જીનેશ્વરં. ૩
પુંડરીક ગણપતિ સિદ્ધિસાધિ, કોડી પણમુની મનહરં,
શ્રી વિમલ ગિરીવર શૃંગ સિદ્ધા. નમો આદિ જીનેશ્વરં. ૪

નિજ સાધ્ય સાધન સુર મુનીવર, કોડીનંત એ ગિરીવરં,
મુકિત રમણી વર્યાં રંગે, નમો આદિ જીનેશ્વરં. ૫
પાતાલ નર સુર લોક માહે, વિમલ ગિરીવરતો પરં,
નહિ અધિક તિરથ તીર્થપતી કહે, નમો આદિ જીનેશ્વરં. ૬
ઈમ વિમલ ગિરીવર શિખર મંડણ, દુઃખ વિહડંણ ધ્યાઈએ,
નિજ સુદ્ધ સત્તા સાધનાર્થં, પરમજ્યોતિને પાઈએ. ૭
જીત મોહ કોહ વિછોહ નિદ્રા, પરમ પદસ્થિત જયકરં,
ગિરીરાજ સેવા કરણ તત્પર, પદ્મવિજયસુ હિતકરં. ૮

---

## જ્ઞાન પંચમીનું ચૈત્યવંદન.

(૩)

ત્રીગડે બેઠા વીરજીન, ભાખે ભવીજન આગે
ત્રીકરણસુ ત્રિહુ લોક, જનની સુણો મન રાગે ૧
આરાધો ભલી ભાતસે, પાંચમ અજુઆલી
જ્ઞાન આરાધન કારણે, એહજ તિથિ નીહાળી. ૨
જ્ઞાન વિના પશુ સરિખા, જાણો એણે સંસાર,
જ્ઞાન આરાધનથી લહે, સિવપદ સુખ શ્રીકાર. ૩
જ્ઞાન રહિત ક્રિયા કહી, કાશ કુસુમ ઉપમાન,
લોકા લોક પ્રકાશકર, જ્ઞાન એક પ્રધાન. ૪
જ્ઞાની શ્વાસોશ્વાસમે, કરે કર્મનો છેહ,
પૂર્વ કોડિ વરસા લગે, અજ્ઞાને કરે તેહ. ૫

દેશ આરાધક ક્રિયા કહી, સર્વ આરાધક જ્ઞાન,
જ્ઞાનતણો મહિમા ઘણો, અંગ પાંચમે ભગવાન ૬
પંચ માસ લઘુ પંચમી, જાવજ્જિવ ઉત્કૃષ્ટિ,
પંચ વર્ષ પંચ માસની, પંચમી કરો સુભદૃષ્ટિ. ૭
એકાવનહી પંચનોએ, કાઉસ્સગ્ગ લોગસ્સ કેરો,
ઉજમણું કરો ભાવસુ, ટાળો ભવ ફેરો. ૮
એણીપેરે પંચમી આરાધીએ, આણી ભાવ અપાર,
વરદત્ત ગુણ મંજરી પેરે, રંગ વિજય લહો સાર. ૯

---

## અષ્ટમીનું ચૈત્ય વંદન.

(૪)

માહા શુદિ આઠમને દીને, વિજ્યા સુત જાયો,
તેમ ફાગણ શુદિ આઠમે, સંભવ ચવિઆયો. ૧
ચૈતર વદની આઠમે, જનમ્યા રિષભ જિણંદ,
દિક્ષા પણ એ દિન લહી, હુવા પ્રથમ મુનિચંદ. ૨
માધવ શુદિ આઠમ દિને, આઠ કર્મ કર્યાં દુર,
અભિનંદન ચોથા પ્રભુ, પામ્યા સુખ ભરપુર. ૩
એહીજ આઠમ ઉજલી, જનમ્યા સુમતિ જિણંદ,
આઠ જાતિ કલશે કરી, ન્હવરાવે સુર ઈંદ્ર. ૪
જન્મા જેઠ વદિ આઠમે, મુનિસુવ્રત સ્વામી,
નેમ આષાઢ શુદિ આઠમે, અષ્ટમી ગતિ પામી. ૫

શ્રાવણ વદની આઠમે, નમિ જનમ્યા જગભાણ,
તેમ શ્રાવણ શુદી આઠમે. પાસજીનું નિર્વાણ. ૬
ભાદરવા વદી આઠમ દીને, ચવિયા સ્વામિ સુપાસ,
જિન ઉત્તમ પદ પદ્મને, સેવ્યાથી શીવ વાસ. ૭

---

## શ્રીસીમંધર સ્વામીનું ચૈત્યવંદન.

(૫)

શ્રી સીમંધર જગધણિ, આ ભરતે આવો,
કરૂણાવંત કરૂણા કરી, અમને વંદાવો. ૧
સકલ ભક્ત તુમે ધણિ, જો હોવે અમ નાથ,
ભવોભવ હું છું તાહરો, નહિ મેલું હવે સાથ. ૨
સકલ સંગ છંડી કરી, ચારિત્ર લઈશું,
પાય તમારા સેવિને, શિવરમણી વરસું. ૩
એ અળજો મુજને ઘણો, પુરો શ્રીમંધર દેવ,
ઇહાં થકી હું વિનવું, અવધારો મુજ સેવ. ૪

---

## શ્રી વિતરાગ ચત્ય વંદન.

(૬)

અજ અવિનાશી અકલ જે, નિરાકાર નિરધાર,
નિર્મળ નિર્ભય જે સદા. તાસ ભકિત ચિત્તધાર. ૧

જન્મ જરા જાકુ નહીં, નહીં શોક સંતાપ,
સાદિ અનંત સ્થિતિ કરી, સ્થિતિબંધન રૂચિકાય. ૨
ત્રીજે અંશ રહિત સુચિ, ચરમપિંડ અવગાહ,
એક સમેસમ શ્રેણીએ, અચલ થયો શિવનાહ. ૩
સમ અરૂ વિષમપણે કરી, ગુણ પર્યાય અનંત,
એક એક પ્રદેશમે, શકિત સુજગ મહંત. ૪
રૂપાતિત વ્યતીત મલ, પૂર્ણાનંદી ઇશ,
ચિદાનંદ તાકુ નમત, વિનય સહિત નિજ શિષ.

---

## શ્રી પરમાત્મા ચૈત્ય વંદન.

(૭)

જગન્નાથને તે નમું હાથ જોડી, કરૂં વિનતિ ભકિતશું માન મોડી;
કૃપાનાથ સંસારકુ પાર તારો, લહ્યા પુન્યથી આજ દેદાર સારો ૧
સોહીલા મહોરાજ્ય દેવાદિભોગો, પરમ દોહીલો એક તુજ ભકિત જોગો,
ઘણા કાળથી તું લહ્યા સ્વામિ મીઠો, પ્રભુ પારગામી સહુ દુઃખ નીઠો. ૨
ચિદાનંદરૂપી પરબ્રહ્મ લીલા, વિલાસી વિભોત્યકત કામાગ્નિકીલા,
ગુણાધાર જોગીશ નેતા અમાઇ, જયત્વ વિભો ભુતલે સુખદાઇ. ૩
ન દીઠી જેણે તાહારી યોગમુદ્રા, પડયા રાતં દિસે મહામોહ નિદ્રા,
કિસીતાસ હોસે ગતિજ્ઞાન સિંધો; ભમંતાભવે હે જગજીવન બન્ધો. ૪
સુધાસ્યંદિ તે દર્શન નિત્ય દેખે, ગણુ તેહનો હું વિભુ જન્મ લેખે,

ત્વદાજ્ઞાવશે જે રહ્યા વિશ્વમાંહે, કરે કર્મની હાણુ ક્ષણુ એક માંહે. ૫
જિને શાય નિત્યં પ્રભાતે નમસ્તે, ભવિ ધ્યાન હોજો હૃદયં સમસ્તે,
સ્તવી દેવના દેવને હર્ષ પૂરે, મુખાંભોજ ભાળી ભજે હેજ ઉરે. ૬
કહે દેશના સ્વામી વૈરાગ્ય કેરી, સુણે પર્ષદા બાર બેઠી ભલેરી;
સુધાંભોધ ધારા સમી તાપ ટાળે, બેહુ બંધવા સાંભલે એકટાણે. ૭

---

## શ્રી આદિનાથ સ્તવન.

(૧)

પ્રથમ જીનેશ્વર પ્રણમીએ, જાસ સુગંધીરે કાય,
કલ્પવૃક્ષ પેરે તાસ ઈંદ્રાણી નયન જે, ભંગ પેરે લપટાય. ૧
રોગ ઉરોગ તુજ નવિ નડે, અમૃત જે આસ્વાદ,
તેહથી પ્રતિહત તેહમાંનુ કોઈ નવી કરે, જગમાં તુમ શું રેવાદ. ૨
વગર ધોઈ તુજ નિર્મલી, કાયા કંચન વાન,
નહિ પ્રસ્વેદ લગાર તારે તું તેહને, જે ધરે તાહરૂં ધ્યાન. ૩
રાગ ગયો તુજ મન થકી, તેહમાં ચિત્રન કોઈ,
રૂધિર આમિષથી રાગ ગયો તુજ જન્મથી, દુધ સહોદર હોય. ૪
શ્વાસોશ્વાસ કમળ સમો, તુજ લોકોત્તર વાદ,
દેખે ન આહાર નિહાર ચર્મ ચક્ષુ ધણી, એહવા તુજ અવદાત. ૫
ચાર અતિશય મુળથી, ઓગણીસ દેવનાં કીધ,
કર્મ ખપ્યાથી અગિઆર ચોત્રીસ એમ અતિશયા સમવાયંગે
પ્રસિદ્ધ. ૬

જીન ઉત્તમ ગુણ ગાવતા, ગુણ આવે નીજ અંગ;
પદ્મ વિજય કહે એહ સમય પ્રભુ પાળજો, જેમ થાઉં અક્ષય.
અભંગ. ૭

---

## વીશ વેહેરમાનજીનનું સ્તવન.

(૨)

સીમંધર યુગમંધર બાહુ, ચોથા સ્વામી સુબાહુ;
જંબુદ્વિપ વિદેહે વીચરે, કેવલ કમલાનાહું,
રે ભવિકા વેહેરમાન જીન વંદો, આતમ પાપ નીકંદોરે ભવિકા. ૧
સુજાત સ્વયંપ્રભ રૂષભાનન, અનંતવીરજ ચીત્ત ધરીએ;
સુરપ્રભુ શ્રી વિશાળ વજંધર, ચંદ્રાનન ધાતકીએરે ભવીકા
વેહેરમાનજીન વંદો. ૨
ચંદ્રબાહુ ભુજંગને ઈશ્વર, નેમિનાથ વિરસેન,
દેવજસ ચંદ્રજસા જીતવીરીય, પુષ્કર દ્વીપ પ્રસન્નરે ભવિકા
વેહેરમાન. ૩
આઠમી નવમી ચોવીસ પચીસમી, વીદેહવીજય જયવંતા;
દસ લાખ કેવલી સો ક્રોડ સાધુ, પરિવારે ગહગહંત્તારે ભવીકા
વેહેરમાન. ૪
ધનુષ પાંચસે ઉંચી સોહે, સોવન વરણી કાયા;
દોષ રહિત સુર મહી મહીતલ, વીચરે પાવન પાયારે. ભાવીકા
વેહેરમાન. ૫

ચોરાસી લાખ પુરવ જીન જીવીત, ચોત્રીસ અતિશય ધારી;
સમવસરણ બેઠા પરમેશ્વર, પડી બોહે નર નારીરે. ભવીકા
વેહેરમાન. ૬
ખીમાવીજય જીન કરૂણાસાગર, આપ તર્યાપર તારે;
ધર્મ નાયક શીવ મારગ દાયક, જન્મ જરા દુઃખ વારેરે.
ભવિકા. વેહેરમાન. ૭

---

## પંચમીનું સ્તવન.

(૩)

પંચમી તપ તમે કરોરે પ્રાણી, જેમ પામો નિર્મલ જ્ઞાનરે;
પેહેલું જ્ઞાન ને પછી ક્રિયા, નહિ કોઈ જ્ઞાન સમાનરે. પંચમી. ૧
નંદી સુત્રમાં જ્ઞાન વખાણ્યું. જ્ઞાનના પાંચ પ્રકારરે;
મતિ શ્રુત અવધિ નેમનપર્યવ, કેવલ એક ઉદારરે. પંચમી. ૨
મતિ અઠ્ઠાવીસ શ્રુત ચઉદહ્ઠવીસ, અવધિ છે અસંખ્ય પ્રકારરે;
દોય ભેદે મનઃ પર્યવ દાખ્યું, કેવલ એક ઉદારરે. પંચમી. ૩
ચંદ્ર સૂર્ય ગ્રહ નક્ષત્ર તારા, એકથી એક અપારરે;
કેવલ જ્ઞાન સમું નહી કોઈ, લોકા લોક પ્રકાસરે. પંચમી. ૪
પાર્શ્વનાથ પ્રસાદે કરીને, મહારી પુરો ઉમેદરે;
સમય સુંદર કહે હું પણ પામું, જ્ઞાનનો પાંચમો ભેદરે. પંચમી. ૫

---

# અષ્ટમીનું સ્તવન.

(૪)

હાંરે મારે ઠામ ધરમના સાડા પચવીસ દેશ જો;
દીપેરે ત્યાં દેશ મગધ સહુમા શિરેરે લોલ;
હાંરે મારે નગરી તેહમાં રાજગૃહિ સુવિશેષ જો;
રાજે રે ત્યાં શ્રેણીક ગાજે ગજ પરેરે લોલ. ૧
હાંરે મારે ગામ નગરપુર, પાવન કરતા નાથજો;
વિચરંતા તિહાં આવી વીર, સમો સર્યાંરે લોલ;
હાંરે મારે ચઉદ સહસ્સ, મુનીવરના સાથે સાથજો;
સૂધારે તપ શંયમ, શીયલે અલંકર્યારે લોલ. ૨
હાંરે મારે પુલ્યા રસભર, ઝુલ્યા અંબ કદંબજો;
જાણુંરે ગુણ શિલ, વન હશી રોમંચીઓ રે લોલ;
હાંરે મારે વાયા વાય સુવાય તિંહા અવિલંબજો;
વાસે રે પરિમલ ચિહુ પાસે સંચિયો રે લોલ. ૩
હાંરે મારે દેવ ચતુર્વિધ, આવે કોડા કોડ જો;
ત્રિગડુરે મણિ હેમ રજતનું તે રચે રે લોલ;
હાંરે મારે, ચોસઠ સૂરપતિ સેવે હોડા હોડજો;
આગે રે રસ લાગે, ઇંદ્રાણિ નચેરે લોલ. ૪
હાંરે મારે મણિમય હેમ સિંહાસન બેઠા આપજો;
ઢાળેરે સુર ચામર મણી રત્ને જડયારે લોલ.

હાંરે મારે સુણતાં દુંદુભિ નાદ ટળે સવિ તાપજો;
વરસે રે સુર પુલ સરસ જાનું અડયારે લોલ ૫
હાંરે મારે તાજે તેજે ગાજે ધન જેમ લુંબજો,
રાજે રે જીન રાજ સમાજે ધર્મને રે લોલ.
હાંરે મારે નિરખી હરખી આવે જન મન લુંબજો,
પોષેરે રસ ન પડે ધોખે ભર્મમાં રે લોલ. ૬
હાંરે મારે આગમ જાણી જીનનો શ્રેણિકરાય જો;
આવ્યો રે પરિવરિયો હય ગય રથ પાયગે રે લોલ;
હાંરે મારે દઈ પ્રદક્ષિણા વંદી બેઠો ઠાયજો;
સુણવારે જીન વાણી મોટે ભાયગે રે લોલ. ૭
હાંરે મારે ત્રિભુવન નાયક લાયક તવ ભગવંત જો;
આણી રે જન કરૂણા ધર્મ કથા કહે રે લોલ;
હાંરે મારે સહુજ વિરોધ વિસારી જગના જંત જો;
સુણવારે જીન વાણી મનમાં ગહ ગહેરે લોલ. ૮

---

## એકાદસીનું સ્તવન.
(૫)

જગપતિ નાયક નેમિ જીણંદ, દ્વારીકા નગરી સમો સર્યા;
જગપતિ વંદવા કૃષ્ણ નરીંદ, જાદવ ક્રોડસુ પરીવર્યા. ૧
જગપતિ ધીગુણ પુલ અમુલ, ભકિત ગુણે માલા રચી;
જગપતિ પૂજી પૂછે કૃષ્ણ, ક્ષાયિક સમકિત શિવ રૂચી. ૨

જગપતિ ચારિત્ર ધર્મ અશકત, રકત આરંભ પરિગ્રહે;
જગપતિ મુજ આત્મ ઉદ્ધાર, કારણુ તુમ વિણુ કોણ કહે. ૩
જગપતિ તુમ સરિખો મુજ નાથ, માથે ગાજે ગુણુ નિલો;
જગપતિ કોઈ ઉપાય બતાવ, જેમ કરે સિવ વધુ કંથલો. ૪
નરપતિ ઉજવલ માગસિર માસ, આરાધો એકાદશી;
નરપતિ એકસો ને પચાસ, કલ્યાણિક તિથિ ઉલ્લસી. ૫
નરપતિ દશ ક્ષેત્રે ત્રણુ કાળ, ચોવીસી ત્રીશે મલી;
નરપતિ નેવું જીનના કલ્યાણુ, વિવરી કહું આગળ વળી. ૬
નરપતિ અર દિક્ષા નમિ નાણુ, મલ્લિ જન્મ વ્રત કેવલી;
નરપતિ વર્તમાન ચોવીશી, માહે કલ્યાણુક કહ્યા વલી. ૭
નરપતિ મૌનપણે ઉપવાસ, દોઢસો જપ માલા ગણો;
નરપતિ મન વચ કાય પવિત્ર, ચરિત્ર સુણો સુવ્રત તણો. ૮
નરપતિ દાહિણુ ધાતકી ખંડ, પશ્ચિમ દિશિ ઇક્ષુકારથી:
નરપતિ વિજય પાટણુ અભિધાન, સાચો નૃપ પ્રજાપાલથી. ૯
નરપતિ નારી ચંદ્રાવતી તાસ, ચંદ્રમુખી ગજ ગામીની;
નરપતિ શ્રેષ્ઠી સૂર વિખ્યાત શિયલ સલીલા કામિની. ૧૦
નરપતિ પુત્રાદીક પરીવાર, સાર ભૂષણુ ચીવર ધરી;
નરપતિ જાએ નીત્ય જીન ગેહ, નમન સ્તવન પુજા કરે. ૧૧
નરપતિ પોષે પાત્ર સુપાત્ર, સામાયિક પૌષધ વરે;
નરપતિ દેવ વંદન આવશ્યક, કાલ વેલાએ અનુસરે. ૧૨.

## સ્તવન.

(૬)

રે જીવ જૈન ધર્મ કીજીએ, ધર્મના ચાર પ્રકાર;
દાન શિયલ તપ ભાવના, જગમાં એહીજ સાર. રે જીવ. ૧
વર્ષ દિવસને પારણે, આદિશ્વર સુખકાર;
ઈક્ષુ રસ વોહરાવીઓ, શ્રી શ્રેયાંસ કુમાર. રે જીવ. ૨
ચંપા પોળ ઉઘાડવા, ચારણીએ કાઢયું નીર;
સતિરે શુભદ્રાસુયશ થયો, શિયલે સુસ્નર ધીર. રે જીવ. ૩
તપ કરી કાયા સોષવી, સરસનીરસઆહાર.
વિર જીનંદે વખાણીયો, ધન ધન્નો અણગાર. રે જીવ. ૪
અનિત્ય ભાવના ભાવતા, ધરતા નિર્મલ ધ્યાન;
ભરત આરીસા ભુવનમાં, પામ્યા કેવલ જ્ઞાન. રે જીવ. ૫
જન ધર્મ સુર તરૂ સારીખો, જેની શિતલ છાય;
સમય સુંદર કેહે સેવતા, મન વંછીત ફળ પાય. રે જીવ. ૬

---

## નવ પદ મહિમા સ્તવન.

(૭)

ચોદ પૂરવનો સાર, મંત્ર માહે નવકાર;
જપતા જય જયકાર, ઓ સૈયરો, હૃદય ધરો નવકાર. ૧
અડસઠ અક્ષર ઘડીઓ, ચૌદ રતન સુ જડીઓ,
શ્રાવકને ચિત્ત ચઢીઓ, ઓ સૈયરો હૃદય ધરો નવકાર. ૨

અક્ષર પંચ રતન્ન, જીવ દયા સુજતન્ન;
જે પાળે તેને ધન્ય, એ સૈયરો હૃદય ધરો નવકાર. ૩
નવ પદ નવસરો હાર, નવપદ જગમાં સાર;
નવ પદ દોહીલો આધાર, એ સૈયરો હૃદય ધરો નવકાર. ૪
જે નરનારી જાણસે, તે સુખ સંપત લેહેશે;
સેવકને સુખ થાસે, એ સૈયરો હૃદય ધરો નવકાર. ૫
હિર વિજયની વાણી, સુણતા અમીય સમાણી;
મોક્ષ તણી નિસરણી. એ સૈયરો હૃદય ધરો નવકાર. ૬

---

## શ્રી આદીશ્વર ભજન પદ.

(૮)

ઉઠત પ્રભાત નામ, જિનજીકો ગાઈએ,
નાભિજી કે નંદ કે, ચરણ ચિત્ત લાઈએ. (ટેક)
આનંદ કે કંદ, જાકુ પૂજિત સુરિંદ વૃંદ,
એસે જીનરાજ છોડ, ઓર કુનધ્યાઈ એ. ઉઠત. ૧
નયરી અયોધ્યા ઠામ, માતા મરૂદેવા નામ;
લંછન વૃષભ જાકે, ચરણાં સુહાઈએ. ઉઠત. ૨
પાંચસે ધનુષ્યમાન, દીપત કનકવાન,
ચોરાસી પૂર્વ લક્ષ, આયુ સ્થિત પાઈએ, ઉઠત. ૩
આદીનાથ આદી દેવ. સૂરનર સારે સેવ,
દેવનકે દેવ પ્રભુ, સબ સુખ દાઈએ. ઉઠત. ૪

પ્રભૂ કે પાદારવિંદ, પૂજત હરખચંદ;
મિટો દુઃખ દંદ, સુખ સંપદા વધાઇએ. ઉઠત. ૫

---

## સ્તુતિ.

(૧)

કલ્લાણ કંદં પઢમં જીણંદં, સંતિંતઓ નેમિજીણું મુણિંદં;
પાસં પયાસં સુગુણિક્કઠાણું, ભત્તિઇ વંદેસીરી વદ્ધમાણું.

---

## શ્રી દેવગુરૂ નમસ્કાર સ્તુતિ.

શ્રી આદીશ્વર શાંતિ નેમિ જિનને, શ્રી પાર્શ્વવીર પ્રભો,
એ પાંચે જિનરાજ આજ પ્રણમુ, હિતે ધરી હે વિભો;
કલ્યાણે કમલા સદૈવ વિમલા, વૃદ્ધિ પમાડો અતિ,
એહવા ગૌતમ સ્વામી લબ્ધિ ભરીઆ, આપો સદા સન્મતિ.

## શ્રી પર્યુષણ થોય.

(૩)

મણિ રચિત સિંહાસન, બેઠ જગદાધાર,
પર્યુષણ કેરો, મહિમા અગમ અપાર;
નિજ મુખથી દાખી, સાખી સુર નર વૃંદ,
એ પર્વ પર્વમાં, જિમ તારામાં ચંદ. ૧
નાગ કેતુની પેરે, કલ્પ સાધના કિજે,

વ્રત નિયમ આખડી, ગુરૂ મુખ અધિકી લીજે;
હોય ભેદે પૂજા, દાન પંચ પ્રકાર,
કર પડિકકમણાં ધર, શિયલ અખંડીત ધાર- ૨
જે ત્રિકરણ સુદ્ધે, આરાધે નવ વાર,
ભવ સાત આઠ અવ, શેષ તાસ સંસાર;
સહુ સૂત્ર શિરોમણિ, કલ્પ સૂત્ર સુખકાર,
તે શ્રવણે સુણીને, સફલ કરો અવતાર. ૩
સહુ ચૈત્ય જુહારી, ખમત ખામણાં કીજે;
કરી સાહમ્મિ વત્સલ, કુગતિ દ્વારપટ દીજે,
અઠ્ઠાઈ મહોત્સવ, ચિદાનંદ ચિત્ત લાઈ,
ઈમ કરતા સંઘને, શાસન દેવ સહાઇ. ૪

---

## પંચમીની સ્તુતિ.

(૪)

શ્રાવણ સુદી દિન પંચમીએ, જન્મ્યા નેમ જીણંદ તો,
શ્યામ વરણ તનુ શોભતુંએ, મુખ શારદકો ચંદતો;
સહસ્ર વરસ પ્રભુ આઉખુએ, બ્રહ્મચારી ભગવંતતો,
અષ્ટ કરમ હેલે હણીએ, પહોંચ્યા મુક્તિ મહંતતો. ૧
અષ્ટાપદ પર આદિજીન એ, પહોંચ્યા મુકિત મોઝારતો,
વાસુપૂજ્ય ચંપાપુરીએ, નેમ મુકિત ગિરનારતો;

પાવાપૂરી નયરીમાં વલીએ, શ્રી વીરતણું નિર્વાણતો,
સમેતશિખર વીસસિદ્ધ હુઆએ, શિર વહુ તેહની આણતો. ૨
નેમ નાથ ગ્નાની હુવાએ; ભાખે સાર વચન્નતો,
જીવ દયા ગુણ વેલડીએ, કીજે તાસ જતન્નતો;
મૃષાન બોલો માનવીએ. ચોરી ચિ-ત નીવાસ્તો,
અનંત તીર્થંકર એમ કેહેએ, પરહરીએ પરનારતો. ૩
ગોમેદ્દ નામે યક્ષ ભલોએ, દેવી શ્રી અંબિકા નામતો,
શાસન સાનિધ્ય જે કરેએ, કરે વળી ધર્મના કામતો;
તપગચ્છ નાયક ગુણ નિલોએ, શ્રી વિજય શેન સૂરી રાયતો,
રિખભદાસ પાય સેવતાએ, સફ્લ કરો અવતારતો. ૪

---

## પદ્માવતીની જીવરાસી.

હવે રાણી પદ્માવતિ, જીવરાસી ખમાવે,
જાણપણુ જગ તે ભલુ, ઇણ વેલાએ આવે, તે મુજ મિચ્છામી. ૧
તે મુજ મિચ્છામી દુક્કડં અરિહંતની શાખ,
જેમે જીવ વિરાધિયા ચોરાસી લાખ. તે મુજ મિચ્છામી. ૨
સાત લાખ પૃથ્વિતણા, સાત તે અપકાય,
સાત લાખ તેઉ કાયના, સાતે વલી વાય; તે મુજ મિચ્છામી. ૩
દશ પ્રત્યેક વનસ્પતિ, ચૌદહ સાધારણ,
બી,તિ, ચઉરીંદ્રીજીવના, બેબે લાખ વિચાર; તે મુજ મિચ્છામી. ૪

દેવતા તિર્યંચ નારકી, ચાર ચાર પ્રકાસી,
ચૌદહ લાખ મનુષ્યના, એ લાખ ચોરાસી, તે મુજ મિચ્છામી. ૫
ઈણભવે પરભવ સેવિયાં, જે પાપ અઢાર,
ત્રિવીધ ત્રિવીધ કરી પરીહરૂં, દુરગતિ દાતાર, તે મુજ મિચ્છામી. ૬
હિંસા કીધી જીવનની, બોલ્યા મૃષાવાદ,
દોષ અદત્તા દાનના મૈથુન ઉન્માદ, તે મુજ મિચ્છામી. ૭
પરિગ્રહ મેલ્યો કારિમો, કીધો ક્રોધ વિશેષ,
માન માયા લોભ મેં કીયા વલી રાગને દ્વેષ, તે મુજ મિચ્છામી. ૮
કલહ કરી જીવ દુહવ્યા, દીધા કુડા કલંક,
નિંદા કીધી પારકી રતિ અરતિ નીશંક, તે મુજ મિચ્છામી. ૯
ચાડી કીધી ચોતરે, કીધો થાપણ મોસો,
કુગુરૂ કુદેવ કુધર્મનો ભલો આણ્યો ભરોસો, તે મુજ મિચ્છામી. ૧૦
ખાટકીને ભવમે કિયા, જીવનાનાવિધઘાત,
ચડીમાર ભલે ચરકલા, માર્યાં દિનને રાત, તે મુજ મિચ્છામી. ૧૧
માછીને ભવે માછલાં, ઝાલ્યા જલવાસ,
ધીવર ભીલ કોલી ભવે, મૃગ પડયા પાસ, તે મુજ મિચ્છામી. ૧૨
કાજી મુલ્લાને ભવે, પઢી મંત્ર કઠોર,
જીવ અનેક ઝભે કીયા, કીધા પાપ અઘોર, તે મુજ મિચ્છામી. ૧૩
કોટવાલાને ભવમે કીયા, આકરાકર દંડ,
બંધીવાન મરાવીયા, કોરડા છડીદંદ, તે મુજ મિચ્છામી. ૧૪

પરમાધામિને ભવે, દીધા નારકી દુઃખ,
છેદન ભેદન વેદના, તાડના અતિ નીખ, તે મુજ મિચ્છામી. ૧૫
કુંભારને ભવમેં કિયા, નિભાહ પચાવ્યા,
તેલી ભવે તેલ પીલીયા. પાપે પેટ ભરાવ્યા, તે મુજ મિચ્છામી. ૧૬
હાલીને ભવે હલ ખેડીયા, ફાડયા પૃથ્વીના પેટ,
સૂડ નિદાન કીયા ઘણા, દીધા બલદ ચપેટ, તે મુજ મિચ્છામી. ૧૭
માળીને ભવ રોપિયા, નાના વિધ વૃક્ષ,
મૂળ પત્ર ફલફુલનાં, લાગ્યા પાપતો લક્ષ, તે મુજ મિચ્છામી ૧૮
અધોવાઈયાને ભવે, ભર્યાં અધિકા ભાર,
પોઠી ઉટ કીડા પડયા, દયા ન રહી લગાર તે મુજ મિચ્છામી ૧૯
છીપાને ભવે છેતરી, કીધા રંગણ પાસ,
અગ્નિ આરંભ કીયા ઘણા, ધાતુર્વાદ અભ્યાસ, તે મુજ મિચ્છામી ૨૦
સૂરપણે રણ ઝુઝતા, માર્યા માણસ વૃંદ,
મદીરા માંસ માખણભખ્યા, ખાધા મુલનેકંદ, તે મુજ મિચ્છામી ૨૧
ખાણ ખણાવી ધાતુની, પાણી ઉલેચ્યા,
આરંભ કીધા અતિઘણા, પોતે પાપજસંચ્યા, તે મુજ મિચ્છામી ૨૨
અંગાર કર્મ કીયા વલી, ઘરમે દવ દીધા,
સુંસ કર્યાં વિતરાગનાં,'કુડા કોસજ પીધા, તે મુજ મિચ્છામી ૨૩
બિલી ભવે ઉંદર લીયા, ગિરોલી હત્યારી,
મૂઢ ગમાર તણે ભવે, મેંજુ લીખ મારી; તે મુજ મિચ્છામી ૨૪

ભાડભૂજા તણે ભવે, એકેદ્રીંય જીવ,
જવાર ચણા ઘંઉ શેકીયા, પાડંતા રીવ; તે મુજ મિચ્છામી ૨૫
ખાંડણ પીસણ ગારના, આરંભ અનેક,
રાંધણ ઈંધણ અગ્નિના, કીયા પાય ઉદ્દેક; તે મુજ મિચ્છામી ૨૬
વિકથા ચાર કીધી વલી, સેવ્યા પાંચ પ્રમાદ,
ઈષ્ટ વિયોગ પડાવીઆ, કીયા રૂદન વિખવાદ; તે મુજ મિચ્છામી ૨૭
સાધુ અને શ્રમણતણા, વ્રત લઈ ભાંગ્યા,
મૂલ અને ઉતરતણા મુજ દુષણ લાગ્યા; તે મુજ મિચ્છામી ૨૮
સાપ વીંછી સીંહ ચીતરા, સકરાને સમલી,
હિંસક જીવતણે ભવે, હિંસા કીધી સબલી, તે મુજ મિચ્છામી ૨૯
સુઆવડી દુષણ ઘણા, વળી ગર્ભ ગલાવ્યા,
જીવાણી ઢોલ્યા ઘણા, સીલવ્રત ભંગાવ્યા, તે મુજ મિચ્છામી ૩૦
ભવ અનંત ભમતા થકા, કીધા કુટુંબ સંબંધ,
ત્રિવિધત્રિવિધ કરી વોસીરૂ,તીણસુ પ્રતિબંધ, તેમુજમિચ્છામી ૩૧
ભવ અનંત ભમતા થકા, કીધા પરીગ્રહ સંબંધ,
ત્રિવિધ ત્રિવિધ કરી વોસીરૂ,તણસુ પ્રતિબંધ,તે મુજમિચ્છામી ૩૨
એણીપેરે ઈણ ભવે પરભવે, કીધા પાપ અખત્ર,
ત્રિવિધત્રિવિધ કરી વોસીરૂ,કરૂં જન્મ પવિત્ર,તે મુજ મિચ્છામી ૩૩
રાગ વૈરાડી જે સુણે, એ ત્રીજી ઢાળ,
સમય સુંદર કહે પાપથી, છુટે તત્કાળ, તેમુજ મિચ્છામી ૩૪

---

# દેવ વાંદવાની વિધિ.

પ્રથમ ખમાસમણ દઈ, ઇરિયાવહી પડિકકમિ, લોગસ્સ કહી, ઉત્તરાસણ નાંખીને ખમાસમણ દઈ ઇચ્છાકારેણ સંદિસહ ભગવાન્ ચૈત્યવંદન કરૂં ? ઇચ્છં કહી ચૈત્યવંદન કરી જંકિંચી નમુથ્થુણં અને અર્ધા જયવિયરાય ( આભવમખંડા સુધી) કહી ખમાસમણ દઈ, ચૈત્યવંદન કરી જંકિંચી નમુથ્થુણં કહી યાવત્ ચાર થોઈઓ કહેવી. પછી નમુથ્થુણં કહી બીજી વાર ચાર થોઈઓ કહેવી. પછી નમુથ્થુણં કહી બે જાવંતી કહી, સ્તવન ( ઉસ્સગ્ગહરં ) અથવા બીજું કહેવું. અને જયવિયરાય અર્ધા કહેવા પછી ખમાસમણ દઈ ચૈત્યવંદન કરી જંકિંચી, નમુથ્થુણં કહીને જયવિયરાય સંપૂર્ણ કહેવા. ત્યારપછી વિધિ કરતાં અવિધિ થઈ હોય તેનો મિચ્છામિ દૂકકડં દઇને સવારના દેવ વંદનમાં છેવટે સજ્ઝાય કહેવી. ( બપોરે તથા સાંજે ન કહેવી ) તે સજ્ઝાયને માટે એક ખમાસમણ, દઈ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સજ્ઝાય કરૂં ? ઇચ્છં કહી એક નવકાર ગણીને ઉભડક પગે બેસીને એક જણ મન્હ જીણાણંની સજ્ઝાય કહે. (ત્યારપછી નવકાર ન ગણવો.)

---

## મન્હ જીણાણુંની સજ્ઝાય.

મન્હ જિણાણું આણું મિચ્છં પરિહરહ ધરહ સમ્મત્તં,
છવ્વિહઆવસ્સયંમિ, ઉજ્જુત્તો હોઈ પઈ દિવસં ॥૧॥
પવ્વેસુ પોસહવયં દાણું સીલં તવો અ ભાવો અ ॥
સજ્ઝાયનમુક્કારો, પરોવયારો અ જયણા ય ॥૨॥
જિણપૂઆ જિણથુણણું, ગુરૂથુઅ સાહુમ્મિઆણવચ્છલ્લં ॥
વવહારસ્સ ય સુધ્ધિ, રહજત્તા તિત્થજત્તા ય ॥૩॥
ઉવસમવિવેકસંવર—ભાસાસમિઈછજીવકરૂણા ય ॥
ધમ્મિઅજણસંસગ્ગો, કરણદમો ચરણપરિણામો ॥૪॥
સંઘોવરી બહુમાણો, પુત્થયલિહણં પભાવણા તિથ્થે ॥
સટ્ઠાણ કિચ્ચમેઅં, નિચ્ચં સુગુરૂવએસેણં ॥૫॥

---

## પચ્ચખ્ખાણ પારવાનો વિધિ.

પ્રથમ ખમા૦ દઈ ઇરિયાવાહી પડિક્કમવા યાવત્ લોગસ્સ કહી ખમા૦ દઈ ઇચ્છાકારેણ સંદિહ ભગવન્ ચૈત્યવંદન કરૂં ? ઇચ્છં કહી જગચિંતામણીનું ચૈત્યવંદન જયવિયરાય સંપૂર્ણ સુધી કરવું ( સ્તવન ઉવસ્સગ્ગહરંનું કહેવું ) પછી ખમા૦ દઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સજ્ઝાય કરૂં ? એમ કહી એક નવકાર ગણીને મન્હ જિણાણંની સજ્ઝાય કહેવી. પછી ખમા૦ દઈ ઇચ્છાકારેણ સંદિસહ

ભગવન્ મુહપત્તિ પડિલેહું ? ઈચ્છં કહી મુહપત્તિ પડિ-લેહવી. પછી ખમા૦ દઈ ઈચ્છાકારેણ સંદિસહ ભગવનૂ પચ્ચખ્ખાણ પારૂં ? યથાશકિત કહી ખમા૦ દઈ ઈચ્છા૦ પચ્ચખ્ખાણ પાર્યું ? તહત્તિ કહી જમણો હાથ મુઠી વાળીને ચરવળા ઉપર સ્થાપી એક નવકાર ગણીને જે પચ્ચખ્ખાણ કર્યું હોય તે નામ લઈને નીચે પ્રમાણે પારવું.—

ઉગ્ગએ સૂરે નમુકકાર સહિઅં પોરિસિ સાઢપોરિસી સૂરે ઉગ્ગએ પુરિમુઢ્ઢ મુઠ્ઠિસાહઅં પચ્ચખ્ખાણ કર્યું ચઉવીહાર; આંબીલ, નીવી એકાસણું કર્યું તિવિહાર, પચ્ચખ્ખાણ ફાસિઅં, પાલિઅં, સોહિઅં, તિરિઅં, કિટ્ટીઅં, આરાહિઅં જંચ ન આરાહિઅં તસ્સ મિચ્છામિ દૂકકડં. પછી એક નવકાર ગણવો.

---

## ( તિવિહાર ઉપવાસવાળાને આ પ્રમાણે )

સૂરે ઉગ્ગએ ઉપવાસ કર્યો તિવિહાર; પોરિસિ સાઢ-પોરિસિ, પુરિમુઢ્ઢ મુઠ્ઠિસહિઅં, પચ્ચખ્ખાણ કર્યું પાણહાર, પચ્ચખ્ખાણ ફાસિઅં, પાલિઅં, સોહિઅં, તિરિઅં, કિટ્ટીઅં, આરાહિઅં, જંચ ન આરાહિઅં, તસ્સ મિચ્છામિ દૂકકડં.

---

## પોસહ લેવાના વિધિ.

પ્રથમ ખમાસમણ દઈ ઈરિયાવહી પડિકકમી યાવત્ પ્રગટ લોગસ્સ કહી ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્ પોસહ

મુહપત્તિ પડિલેહું ? ઇચ્છં કહીને મુહપત્તિ પડિલેહવી. પછી ખમા૦ દઈ ઇચ્છાકારેણ૦ પોસહ સંદિસાહુ ? ઇચ્છં કહી ખમા૦ દઈ ઇચ્છા૦ પોસહ ઠાઉં ? ઇચ્છં કહી બે હાથ જોડી એક નવકાર ગણી ઇચ્છકારી ભગવન્ પસાય કરી પોસહદંડક ઉચ્ચરાવોજી. એટલે ગુરૂ મહારાજ કરેમિભંતે પોસહનો પાઠ ઉચ્ચરાવે. પછી ખમા૦ દઈ ઇચ્છા૦ સામાયિક મુહપત્તિ પડિલેહું ? ઇચ્છં કહી મુહપત્તિ પડિલેહવી. પછી ખમા૦ દઈ ઇચ્છા૦ સામાયિક સંદિસાહું ? ઇચ્છં ખમા૦ દઈ ઇચ્છા૦ સામાયિક ઠાઉં ? ઇચ્છં કહી બે હાથ જોડી એક નવકાર ગણી ઇચ્છકારી ભગવન્ પસાય કરી સામાયિક દંડક ઉચ્ચરાવોજી. એટલે ગુરૂ કરેમિભંતે સામાઇઅંનો પાઠ કહે પછી ખમા૦ દઈ ઇચ્છા૦ બેસણે સંદિસાહું ? ઇચ્છં ખમા૦ દઈ ઇચ્છા૦ બેસણે ઠાઉં ? ઇચ્છં ખમા૦ દઈ ઇચ્છા૦ સજ્ઝાય સંદિસાહું ? ઇચ્છં ખમા૦ દઈ ઇચ્છા૦ સજ્ઝાય કરૂં ? ઇચ્છં કહી ત્રણ નવકાર ગણવા. પછી ખમા૦ દઈ ઇચ્છા૦ બહુવેલ સંદિસાહુ ઇચ્છં. કહી ખમા૦ દઈ ઇચ્છા૦ બહુવેલ કરશું ? ઇચ્છં કહી ખમા૦ દઈ ઇચ્છા૦ પડિલેહણ કરૂં ? ઇચ્છં કહીને મુહ-પત્તિ વિગેરે પાંચ ઉપગરણો પડિલેહવા.

(મુહપત્તિ ૫૦ બોલથી ચરવળો ૧૦ બોલથી કટાસણું ૧૫ બોલથી પડિલેહવું.) પછી ખમા૦ દઈ ઇરિયાવહી કરી

પ્રગટ લોગસ્સ કહેવો. પછી ખમા૦ દઈ ઈચ્છકારી ભગવન્ પશાય કરી પડિલેહણા પડિલેહાવોજી એમ કહી વડીલનું અણ પડિલિધેલ ઉત્તરાસન પડિલેહવું. ખમા૦ દઈ ઇચ્છા૦ ઉપધિ મુહપત્તિ પડિલેહું ? ઈચ્છં કહી મુહપત્તિ પડિલેહવી. પછી ખમા૦ દઈ ઉપધિસંદિસાહુ ખમા૦ દઈ ઈચ્છા૦ ઉપધિપડિલેહું ? ઈચ્છં* કહી બાકીના બધા વસ્ત્ર પડિલેહવા. પછી એક જણે ડંડાસન જાચી લેવું, તેને પડિલેહી, ઈરિયાવહી પડિક્કમીને કાજો લેવો. કાજો શુદ્ધ કરીને એટલે* તપાસીને ત્યાંજ સ્થાપનાચાર્યની સન્મુખ ઉભા રહીને ઈરિયાવહી પડિક્કમવા પછી કાજો યથા યોગ્ય સ્થાનકે अणुजाणह जस्सग्गो કહીને પરઠવવો. પરઠવ્યા પછી ત્રણ વાર વોસિરે વોસિરે કહેવું. પછી મૂળ સ્થાનકે આવીને ઈરિયાવહી કરી ગમણાગમણે આલોવી સર્વ સાથે દેવ વાંદી સજઝાય કરવી.

બીજીવાર પડિલેહણ ત્રીજા પહોર પછી મુનિ માહરાજે સ્થાપનાચાર્યની પડિલેહણ કરી હોય તેની સમક્ષ કરવી તેની વિધિ આ પ્રમાણે—

---

* પ્રથમથી પડિલેહણ કરી હોય તેણે અહીં વિધિ કરતાં અવિધિ થઇ હોય તેનો મિચ્છામિ દુક્કડં દેવો.

* કાજામાં સચિત્ત એકેંદ્રિય (અનાજ તથા લીલી વનસ્પતિ) નીકળે તો ગુરૂ પાસે આલોયણ લેવી, ત્રસજીવ નીકળે તો યતના કરવી.

પ્રથમ ખમા૦ દઈ ઈચ્છા૦ બહુપડિપુન્ના પોરિસી ? કહી ખમા૦ દઇ ઇચ્છા ઈરિયાવહીયં પડિક્કમામિ કહી ઈરિયાવહી પડિક્કમવા પછી ખમા૦ દઈ ગમણાગમણે આલોઉં ? ઈચ્છં કહી ગમણાગમણે આલોવવા. પછી ખમા૦ દઈ ઇચ્છા૦ પડિલેહણ કરૂં ? ઈચ્છં કહી ખમા૦ દઈ ઇચ્છા૦ પોસહશાળા પ્રમાર્જું ? ઈચ્છં કહીને ઉપવાસવાળાએ મુહપત્તિ, કટાસણું, ને ચરવળો પડિલેહવા અને એકસણાદિક કરનારે કંદોરો અને ધોતીયા સાથે પાંચ વાનાં પડિલેહવા. શ્રાવિકાઓને ઉપવાસના દિવસે તથા એકાસણાના દિવસે પણ મુહપત્તિ ચરવળો કટાસણું સાડો કંચુકી અને સાડલો છ વાનાં પડિલેહવાં કંદોરો છોડીનેજ પડિલેહવો અને કંદોરો છોડનારે ઇરિયાવહી પડિક્કમવા પછી ખમા૦ દઈ ઇચ્છકારી ભગવન્ પસાય કરી પડિલેહણા પડિલેહાવોજી એમ કહી વડીલનું એક વસ્ત્ર પડિલેહવું પછી ખમા૦ દઈ ઈચ્છા૦ ઉપધિ મુહપત્તિ પડિલેહું ? ઈચ્છં કહી ઉપધિ મુહપત્તિ પડિલેહવા. પછી ખમા૦ દઈ ઈચ્છા૦ સજ્ઝાય કરૂં ? ઈચ્છં કહી નવકારગણી મન્હ જીણાણંની સજ્ઝાય ઉભડક પગે બેસીને કરવી. પછી ખાધું હોય તો તે વાંદણાં દઈને પાણહારનું પચ્ચખ્ખાણ કરે. અને તિવિહાર ઉપવાસવાળા માત્ર ખમાસમણ દઈ ઈચ્છકારી ભગવન્ પસાય કરી પચ્ચખ્ખાણની આદેશ દેશોજી કહી પાણહારનું પચ્ચખ્ખાણ કરે. ચોવિહાર ઉપવાસ વાળાએ તો

પચ્ચખ્ખાણ કરવાનું નથી, પણ પ્રભાતે તિવિહાર ઉપવાસનું પચ્ચખ્ખાણ લીધું હોય ને પાણી ન પીધું હોય તો આ વખતે ચઉવિહાર ઉપવાસનું પચ્ચખાણ કરે. પછી ખમા૦ દઈ ઈચ્છા૦ ઉપધિ સંદિસાહું? ઈચ્છં ખમા૦ દઈ? ઈચ્છા૦ ઉપધિ પડિલેહું? ઈચ્છં કહી બાકી રહેલા બધા વસ્ત્રોની પડિલેહણા કરે રાત્રિ પોસહ કરનાર પ્રથમ કામળી પડિલેહે પછી એક જણે દંડાસન યાચી ઈરિયાવહી પડિકકમિ કાજો લેવો. પછી શુદ્ધ કરી વિધિયુક્ત પરઠવે પછી ઈરિયાવહી કરી ગમણાગમણે આલોવે પછી સર્વ દેવ વાંદે.

હવે જેણે રાત્રિપોસહ લીધો હોય તે સાંજના દેવ વાંધા પછી કુંડળ (રૂના પુંબડા) લઈને તથા ડંડાસણ તથા ચુનો નાખેલું અચિત- પાણી જાચી રાખીને પછી ખમા૦ દઈ ઈરિયાવહી પડિકકમીને ખમા૦ દઈ ઇચ્છા૦ સ્થંડિલ પડિલેહું? ઈચ્છં કહી ચોવીસ માંડલા કરે તે આ પ્રમાણે—

આ માંડલાં રાત્રીએ વડીનીતિ લઘુનીતિ વિગેરે પરઠવવા યોગ્ય જગ્યા જોઈ આવીને પ્રતિલેખણ નિમિ-તે કરવાના છે તેમાં પ્રથમ સંથારા પાસેની જગ્યાએ ૭ માંડલાં કરવાં—

૧ આઘાડે આસન્ને ઉચ્ચારે પાસવણે અણહિયાસે
૨ આઘાડે આસન્ને પાસવણે અણહિયાસે
૩ આઘાડે મજ્જે ઉચ્ચારે પાસવણે અણહિયાસે
૪ આઘાડે મજ્જે પાસવણે અણહિયાસે

૫ આઘાડે દૂરે ઉચ્ચારે પાસવણે અણુહિયાસે

૬ આઘાડે દૂરે પાસવણે અણુહિયાસે

હવે ઉપાશ્રયના બારણુના માંહેના તરફના

૬ ઉપર પ્રમાણેજ કહેવાં પણુ અણુહિયાસે છે ત્યાં અહિયાસે કહેવું.

હવે ઉપાશ્રયના બારણા નજીક રહીને કરે.

૬ પ્રથમ પ્રમાણેજ કરે, પણુ આઘાડે છે ત્યાં અણાઘાડે કહેવું

હવે ઉપાશ્રયથી સો હાથ દુર રહીને કરવાં.

૬ પ્રથમ પ્રમાણેજ કરવાં પણુ આઘાડે છે ત્યાં અણાઘાડે કહેવું અને અણુહિયાસે ને બદલે અહીયાસે કહેવું.

---

## અથ ગમણાગમણે.

ઈર્યા સમિત, ભાષા સમિતિ, એષણા સમિતિ, આદાન ભંડમત્ત નિખ્ખેવણા સમિતિ, પારિષ્ટાપનિકા સમિતિ, મન ગુપ્તિ, વચન ગુપ્તિ કાયગુપ્તિ, એવંપાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ, એ અષ્ટપ્રવચન માતા પૌષધ સામાયિક લીધે રૂડી પેરે પાળ્યા નહિ જે કાંઈ ખંડન વિરાધના થઈ હોય તે સવિ હું મન વચન કાયાએ કરી તસ્સમિચ્છામિદુક્કડં.

---

## સાગરચંદો.

(૨)

સાગરચંદો કામો, ચંદવડિંસો સુદંસણો ધન્નો ॥

જેસિં પોસહપડિમા, અખંડિઆ જીવિયં તે વિ ॥ ૧ ॥
ધન્ના સલાહણિજ્જા, સુલસા આણંદકામદેવા ય ॥
જાસ પસંસઇ ભયવં દઢવ્વયત્તં મહાવીરો ॥ ૨ ॥

---

## માથે કામળી નાખવાનો કાળ.

અષાડ સુદી ૧૫ થી કાર્તિક સુદી ૧૪ સુધી સાંઝે છ ઘડી દિવસ રહે ત્યાંથી સવારે છ ઘડી દિવસ ચઢે ત્યાં સુધી. કાર્તિક સુદી ૧૫ થી ફાગણ સુદી ૧૪ સુદી સંધ્યાએ ચાર ઘડી દિવસ બાકી રહે ત્યાંથી સવારે ચાર ઘડી દિવસ ચઢે ત્યાં સુધી. ફાગણ સુદી ૧૫ થી અશાડ સુદી ૧૪ સુધી બે ઘડી દિવસ બાકી રહે ત્યાંથી સવારના બે ઘડી દિવસ ચઢે ત્યાંસુધી.

---

## અચિત્તપાણીનો કાળ.

અસાડ સુદી ૧૫ થી કાર્તિક સુદ ૧૪ સુધી ચુલાથી ઉતર્યા પછી ત્રણ પહોરનો. કાર્તિક સુદી ૧૫ થી ફાગણ સુદ ૧૪ સુધી ચાર પહોરનો. ફાગણ સુદી ૧૫ થી અશાડ સુદ ૧૪ સુધી પાંચ પહોરનો.

આ પ્રમાણેના કાળ પછી અચિત્તપાણી પાછું સચિત્ત ભાવને પામે છે. તેથી પોસહમાં યાચી લીધેલું, પાણી કાળ ઉપરાંત રહેવા ન દેવું. કાળપૂર્ણ થવાના અગાઉ

અચિત્તપાણીની અંદર કળીચુનો નાંખવો. જેથી ૨૪ પહોર સુધી અચિત્ત રહે, પણ જો ચુનો નાંખવો ભુલી જાય અને કાળ વ્યતિત થાય તો આલોયણ આવે. માટે ઉપયોગ રાખવો.

## તપ ચિંતવનનો કાઉસ્સગ્ગ.

શ્રી વર્ધમાન સ્વામીના કરેલા છ માસિક તપને હે ? જીવ તું કરી શકીશ ? આ પ્રશ્નનો ઉત્તર મનમાં ચિંતવે કે શકિત નથી. છ માસમાં એક દિવસ ઓછો કરી શકીશ ? મનમાં ચિંતવે કે શકિત નથી. બે દિવસ ઓછા કરી શકીશ ? શકિત નથી. એ પ્રમાણે ૨૯ ઉપવાસ સુધી ચિંતવે એજ પ્રમાણે પછી મનમાં ચિંતવે કે પાંચ મહીના કરી શકીશ ? શકિત નથી. એ પ્રમાણે ચાર મહીના કરી શકીશ ? શકિત નથી. ત્રણ માસ કરી શકીશ ? શકિત નથી. બે માસ કરી શકીશ ? શકિત નથી. એમ યાવત્ એક માસ કરી શકીશ ? શકિત નથી. એક માસમાં એક ઉપવાસ ઓછો કરી શકીશ ? એમ ૧૩ ઉપવાસ સુધી ચિંતવે પછી ચોત્રીશ ભકત બત્રીશ ભકત, ત્રીશ ભકત, કરી શકીશ ? એમ બબ્બે ભકત ઓછા કરી યાવત્ ચોથ ભકત સુધી ચિંતવે, પછી આયંબિલ, નીવી, એકાસણું, બીયાસણું અવઢ્ઢ, પુરિમુઢ્ઢ, સાઢપોરિસી, પોરિસી, નવકારશી પર્યંત ચિંતવે તેમાં જ્યાં સુધી કરવાની શકિત હોય અથવા તો જે તપ કરેલ હોય

ત્યાંસુધી આવે ત્યારથી એમ વિચારે કે શકિત છે પણ પરિણામ નથી. પછી ત્યાંથી ઘટતાં ઘટતાં જે પચ્ચખ્ખાણ કરવું હોય ત્યાં સુધી આવતાં અટકે અને વિચારે કે શકિત પણ છે અને પરિણામ પણ છે. આ પ્રમાણે વિચાર કરી મનમાં નિશ્ચય ધારણ કરીને કાયોત્સર્ગ પારે. આ કાયોત્સર્ગમાં કરવાનું તપ ચિંતવન જેને ન. આવડતું હોય તેઓ સોલ નવકારનો કાઉસ્સગ્ગ કરે એમ પ્રવર્તન છે. પણ મુખ્ય વૃત્તિએ તપ ચિંતવનજ કરવાનું છે. માટે અવશ્ય તપચિંતવન કરતાં શીખી લેવું.

---

## અથ પોસહનું પચ્ચખ્ખાણ.

કરેમિભંતે પોસહં, આહાર, પોસહં દેસઓ સવ્વઓ, શરીર સક્કાર પોસંહ સવ્વઓ બંભચેર પોસહં સવ્વઓ, અવ્વવાર પોસહં સવ્વઓ, ચઉવ્વિહે પોસહંઠામિ, જાવદિવસં, અહોરત્તં પજ્જુવાસામિ, દુવિહેણં, તિવિહેણં મણેણં વાયાએ, કાએણં, ન કરેમિનકારવેમિ, તસ્સભંતે પડિક્કમામિનિંદામિ ગરિહામિ અપ્પાણં વોસિરામિ.

---

## સ્થાપનાચાર્ય પડિ લેહવાના બોલ.

૧ શુદ્ધ સ્વરૂપના ધારક ગુરૂ, ૨ જ્ઞાનમય, ૩ દર્શનમય,

૪ ચારિત્રયમય, ૫ શુદ્ધ શ્રદ્ધામય, ૬ શુદ્ધ પ્રરૂપણામય, ૭ શુદ્ધ સ્પર્શનામય, ૮ પંચા ચારપાલે, ૯ પલાવે, ૧૦ અનુમોદે, ૧૧ મનગુપ્તિ, ૧૨ વચનગુપ્તિ, ૧૩ કાયગુપ્તિ એ ગુપ્તા.



# अथ सूतकविचार प्रारंभ.

## પ્રથમ કોઇને ઘેર જન્મ થાય તે વિષે.

૧ પુત્ર જન્મે ત્યારે દીન ૧૦નું તથા પુત્રી જન્મે દીન ૧૧ અને રાત્રે જન્મે તો દીન ૧૨નું સુતક.

૨ બાર દિવસ ઘરના માણુસ દેવ પુજા કરે નહીં.

૩ ન્યારા (જુદા) જમતા હોય તો બીજાના ઘરના પાણીથી જીન પુજા કરે અને સુવાવડ કરનારી તથા કરાવનારીને તો નવકાર ગણુવો પણ સુજે નહીં.

૪ પ્રસવ વાળી સ્ત્રી માસ ૧ સુધી જીનપ્રતિમાની પુજા કરે નહીં અને સાધુને પણ વહોરાવે નહીં એમ વિચાર સાર પ્રકરણ મધ્યે કહ્યું છે.

૫ ઘરના ગોત્રીને દીન ૫ નું સુતક જાણુવું.

૬ વ્યવહાર ભાષ્યની મલયગીરીકૃત ટીકા મધ્યે જન્મનું સુતક દીન ૧૦ કહ્યું છે.

૭ ગાય, ઘોડી, ઉંટડી, ભેંસ ઘરમાં પ્રસવે તો દીન ૨ નું અને વનમાં પ્રસવે તો દીન ૧ નું સુતક.

૮ ભેંસ પ્રસવે તો દીન ૧૫ તથા ગાય પ્રસવે તો ૧૦ દીન તથા છાલી બકરી પ્રસવે તો દીન ૮ તથા ઉંટણી પ્રસવે તો દીન ૧૦ પછી તેમનું દુધ કલ્પે.

૯ દાસ દાસી કે જેનો આપણેજ આશ્રયે જન્મ થાય તો અને આપણી નજર આગળજ રહ્યાં હોય તો ૨૮ પહોરનું સુતક જાણવું.

## ઋતુવંતી સ્ત્રી સંબંધી સુતક નિર્ણય.

૧ દીન ૩ સુધી ભાંડાદીકને જુવે નહીં દીન ચાર લગી પડીક્કમણાદિક કરે નહીં પણ તપસ્યા કરે તે લેખે લાગે. દીન ૫ પછી જીન પૂજા કરે રોગાદિક કારણે ૩ દિવસ વિત્યા પછી પણ જો રૂધીર દીઠામાં આવે તો તેનો દોષ નથી. વિવેકે કરી પવિત્ર થઇ જીન પ્રતિમાદીક જીન દર્શન. અગ્રપૂજાદિક કરે તથા સાધુને પડી લાભે પણ જીનપ્રતિમાની અંગ પૂજા ન કરે એમ ચર્ચરી ગ્રંથમાં કહ્યું છે.

## મૃત્યુ સંબંધી સૂતકનો વિચાર.

૧ ઘરનું કોઇ મરણ પામેલું હોય તો દીન ૧૨ સુતક. તેને ઘેર સાધુ આહાર લે નહીં. તેના ઘરના અગ્ની તથા જળથી જીન પૂજા થાય નહીં એમ નીશીથચુર્ણીમાં કહ્યું છે. નિશીથ સુત્રના ૧૬ માં ઉદ્દેશમાં જન્મ તથા મરણનું ઘર દુગંછનિક કહ્યું છે.

૨ મૃત્યુવાળા પાસે સુવે તો દીન ૩ પુજા ન કરે.

૩ કાંધીયા, દેવ પુજા પડિકકમણાદિક, ૩ દીન ન કરે. પરંતુ

જો નવકારનું ધ્યાન મનમાં કરે તો તેનો કાંઈ પણ બાધ નથી.

૪ મૃતને અડકયા ન હોય તો સ્નાન કીધે શુદ્ધ થાય.

૫ અન્ય પુરૂષ જો મૃતને અડકયા હોય તો તે શોલ પહેર પર્યંત પડીક્કમણાદિક ન કરે.

૬ જેને ઘેર જન્મ તથા મર્ણનું સુતક થાય તેને ઘેર જમનારા દીન બાર સુધી જીનપૂજા કરે નહીં.

૭ વેષના પાલટનારા આઠ પહોર સુતક પાલે.

૮ જન્મે તે દિવસે મૃત્યુ થાય અથવા દેશાંતરે મરણ પામે અથવા યતી મરે તો દીન ૧ નું સુતક.

૯ આઠ વરસનું નાનું બાળક મરણ પામે તો દીન ૮ નું સુતક વિચારસાર પ્રકરણમાં કહ્યું છે.

૧૦ ગાય પ્રમુખનું મૃત્યુ થાય તો કલેવર ઘરની બહાર લઈ ગયા પછી દીન ૧ લગે સુતક અને અન્ય તિર્યંચનુ કલેવર પડયું હોય તેને ઘેરથી બહાર લેઈ જાય તીહાં સુધી સુતક પછી નહીં.

૧૧ દાસ દાસી જે આપણી નિશ્રાએ ઘરમાં રહ્યાં હોય તેનું મૃત્યુ થાય તો ત્રણ દિવસ સુતક લાગે.

૧૨ જેટલા મહીનાનો ગર્ભ પડે તેટલા દિવસ સુતક.

૧૩ **પરદેશ** ગયેલાનું મરણુ **સાંભળે** તો ૧ તથા ૨ દિવસનું સુતક લાગે એમ કલ્પ ભાષ્યમાં કહ્યું છે. ગોમુત્રમાં ૨૪ પહોર, ભેંસના મુત્રમાં ૧૬ પહોર, ગાડર, ગધેડી તથા ઘોડીના મુત્રમાં ૮ પહોર અને નર નારીના મુત્રમાં અંતમુંહુર્તમાં સમૂર્ચ્છિમ્ જીવ ઉપજે.

**અથ ચઉદ નિયમ ધારવાની વિગત લખીએ છીએ.**

॥ ગાથા ॥ સચ્ચિત દવ્વ વિગઈ, વાણુહ તંબોલ વથ્થ કુસુમેસુ ॥
વાહણુ સયણુ વિલેવણુ, બંભદિસિ ન્હાણુ ભ-તેસુ.

૧ **સચ્ચિત**—જે માટી, પાણી, અગ્નિ, મીઠું, લીલી વનસ્પતિ, ફલપુલ, છાલ, કાષ્ટ, મૂલ, પત્ર, બીજ, ઇત્યાદિ કાચાં ધાન્ય, પાકાં પણ શસ્ત્ર લાગે બે ઘડી થયાના હોય તેનું સચિત્તમાં માન કરે.

૨ **દ્રવ્ય**—જે જે વસ્તુ મુખમાં જુદા સ્વાદ અર્થે નાંખવી તેની ગણુતીનો નિયમ.

**વિગઇ**—દુધ, દહીં, ઘી, ગોળ, તેલ કડહ (જે તાવડે તળે ને ત્રણ ઘાણુ તળ્યા પદાર્થ કડાવિગય, બીજા ઘાણુ નિવિયાતામાં તેનો નિયમ.

૪ **વાણુહ**—તે પગરખાં, મોજડી, પાવડી, ચાખડી, મોજાં તેનો નિયમ.

૫ **તંબોલ**—તે સોપારી, પાન, લવીંગ, એલચી, પ્રમુખ મુખ શુદ્ધિ થાય તેના તોલનો નિયમ.

૬ **વથ્થ**—તે પોતાને પહેરવામાં આવે તે વસ્ત્રની ગણુતીનો નિયમ.

૭ **કુસુમેસુ**—તે જે વસ્તુ નાકે સુંઘે તેના તોલનો નિયમ.

૮ **વાહણુ**—તે ત્રણ ભેદે ચરતુ તે ઘોડા, હાથી, ઉંટ, બળદ, પાડા, ફરતું તે ગાડી, રથ પ્રમુખ, તરતુ તે વહાણુ, નાવ, ત્રાપા, બોટ પ્રમુખ તેનો નિયમ.

૯ **સયણુ**—તે સુવાના ખાટલા, પલંગ, ગાદી, પાટ, પાટલા, પાથરણા પ્રમુખનો નિયમ.

૧૦ **વિલેવણુ**—તે જે વસ્તુ પોતાના શરીરે વિલેપન કરે તેના તોલનો નિયમ.

૧૧ **બંભ**—તે સ્ત્રીના ભોગનો નિયમ.

૧૨ **દિસી**—તે પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ, ઉત્તર, ઉર્ધ્વ અધોદિશિએ જવાનું પ્રમાણુ કરે તે.

૧૩ **ન્હાણુ**—તે સર્વ અંગે ન્હાવું તેનું પરિમાણુ.

૧૪ **ભત્તસુ**—ભોજન પાણી જમ્યામાં આવે તેનું તોલ.

૧૫ **પૃથ્વીકાય**—માટી, મીઠું, ખડી પ્રમુખ પોતાને નિમિ-તે વાપરે તેનો નિયમ.

૧૬ **અપકાય**—તે પાણી પીએ, વાપરે, નાહ્યા પ્રમુખમાં આવે તેના તોલનો નિયમ.

